(૬.)

## । भावनानोउपयोग ।

વિવિધ પ્રકારની ભાવનાઓ હોય છે, પરંતુ તે સર્વનું જીવનનો નિશ્ચિત હેતુ નિર્માણ કરવાનું સામાન્ય લક્ષણ હોય છે, તેના પ્રતિજ સર્વ શક્તિયોને દોરવામાં આવે છે, તથા સર્વસ્વને તેનેજ સ્વાધિન કરવામાં આવે છે. કેટલાક અભ્યાસિયો, દુનિયાદારીમાં વિજય, રિદ્ધિ, સિદ્ધિ સમૃદ્ધિ, કીર્તિ મેળવવાની ભાવનાને સ્વીકારે છે; પરંતુ ઘણું કરીને આવા મનુષ્યોને નિરાશ થવું પડે છે કારણ કે તેઓ વિજય પામે છે તો પણ તેમને આ માર્ગમાં સત્ય સુખની પ્રાપ્તિ થતી નથી. અન્ય કેટલાક જ્ઞાનને, કુશાગ્રબુદ્ધિને, ખ્યાતિને ભાવનારૂપે સ્વીકારે છે; પ્રથમના કરતાં આમાં અત્યંત શ્રેષ્ઠ સુખનો અનુભવ થાય છે. પરંતુ સર્વોત્કૃષ્ઠ ભાવનાઓનો ચારિત્રની ઉચ્ચતા અને પવિત્રતામાં અથવા અન્યને ઉપયોગી કાર્ય કરવામાં સમાવેશ થાય છે. આપણી ગમે તેવી ભાવના હોય તો પણ, સમૃદ્ધિ અથવા દારિદ્રય, નિરોગિતા અથવા સરોગિતા જેવા આપણા બાહ્યબનાવો સાથે સબંધ ધરાવતા આપણા કર્મથી ઉભાં થતા બંધનોમાં રહીને કાર્ય કરવાનું છે, એ વાતનો સ્વીકાર થવાની આવશ્યકતા છે; આપણા અન્ય સાથેના સબંધોમા, તથા ખાસ કરીને જેઓ પ્રેમ અને સંભાળના આપણે ઋણદાર છીએ એવાં માતપિતાના સબંધમાં પણ આપણે ઉપર પ્રમાણેજ કાર્ય કરવાનુ છે એ લક્ષમાં રાખવાનુ છે, આપણી માનસિક શક્તિયો તથા વર્તમાન ચારિત્રવિકાસના સંબંધમાં પણ આ પ્રમાણે જ વર્તવાનુ છે. આ પ્રમાણે સ્પષ્ટ થાય છે કે વર્તમાન જીવનમાં આપણી ભાવનાનો સાક્ષાત્કાર હમેશા ભાગ્યે જ બની શકે છે, પરતુ પ્રાપ્ત થતા પ્રસંગોને લીધે બની શકે તેટલો પ્રયત્ન તે દિશામાં વાળીએ તો ભાવિના એકાદ જન્મમાં આપણને યોગ્ય પ્રસગો મળી રહેશે. ઉપર વર્ણવાયલી પ્રથમ બે ભાવનાઓ કરતાં અન્ય બે ભાવનાઓમાં થોડા બંધનો નડે છે; ખાસ કરીને ચારિત્ર બંધારણની વાત, અન્ય કોઇના સંબધ વિના ખાસ કરીને આપણા પોતાનાજ હાથમાં છે. આપણે આ ભાવનાનો સાક્ષાત્કાર કરવા માટે યુવાવસ્થાથીજ, ગમે તે આશ્રમમાથી પ્રયત્ન પરાયણ થવું જોઇએ, આપણા યુવાનીના અથવા આશ્રમજીવનનો આધાર ઉપર ઉપરનો વિજય પ્રાપ્ત કરવા કરતા આપણામાં કેળવાતી શક્તિયો ઉપર વૃત્તિના અભ્યાસઉપર, વિશેષ હોય છે, આ વાતના સ્વીકારવડે ઉપરની ભાવનાને ટેકો મળે છે સમગ્ર જીવનમાં આપણ સર્વને સાક્ષાત્કાર કરવા લાયક ભાવના સત્યની છે, કારણ કે તેજ સમગ્ર નીતિશાસ્ત્રના આધારરૂપે છે. આની સાથે આપણે આનંદ, શૌર્ય, નમ્રતા, પ્રમાણિકતાનો સમાવેશ કરતાં પૌરૂષનો પણ સમાસ કરવાનો છે. જો સર્વ અભ્યાસિયો પોતાની ભાવનાઓ તરીકે આ ગુણોનો સ્વીકાર કરે તો હિંદની પ્રાચીનમહત્તાનો ઉદ્ધાર થવામાં અત્યંત સહાયકારક થઇ પડે, એ નિઃસશય છે.

ઉપતંત્રી.

# સુદર્શન.

(પુસ્તક–૨૦–સં. ઈ. સ. ૧૯૦૫—૧૯૦૬.)

॥ सत्यपरंधीमहि ॥

भागवत ।

તન્ત્રી.

પ્રૌ. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

એમ્. એ. એલ. એલ. બી.

---

ઉપતન્ત્રી.

માધવલાલ નથુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

( પુસ્તક—૨૦—૨૧. )

## ॥ अनुक्रमणिका ॥

અનુક્રમણિકા.